પલણ પુષ્પમાળા ॥ ॐ ॥ પુષ્પ ત્રીજું.

# શ્રી હરિકીર્તનામૃત.

(ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં ઉપદેશકપદોનો સંગ્રહ)



રચનાર:—

હરિરામ ભાગ્યચંદ પલણ

જોડીઆ બજાર, કરાંચી.

પ્રકાશક:—પ્રધાનજી પ્રાગજી બીજાણી

૫૩, મીન્ટ રોડ, કોટ-મુંબઇ.

આવૃત્તિ ૧લી] સંવત ૧૯૮૫ [પ્રત ૧૨૫૦

મૂલ્ય પાંચ આના.

## પુસ્તક નીચેનાં સ્થળેથી મળી શકશે.



1. કર્ત્તા પાસેથી, જોડીઆ બજાર, કરાંચી.
2. પ્રધાનજી પ્રાગજી, ૫૩ મીન્ટ રોડ. કોટ મુંબઇ.
3. નારાણદાસ દામજી પાદીટવાલા,
   નમદા બજાર, મુંબઇ.
4. ડા. માધવજી મોનજી કંપની.
   પોષ્ટ નખત્રાણા. મુ. મુરૂ કચ્છ.
5. શેઠ નારાયણજી કરશનદાસ,
   પોષ્ટ બીટા. મુ. ધુફી કચ્છ.
6. ડા. વેલજી મોનજી. મુ. ગુમરી રોહા કચ્છ.

બહાર ગામથી છુટક નકલ મંગાવનારે છ આનાની પોષ્ટની ટીકીટો બીડવી.

આ પુસ્તકમાં પ્રતિપાદન કરેલાં પદોથી પ્રસન્ન થઇ કોઇ પણ ઉદારચિત્ત ગૃહસ્થને સત્સંગ સમાજો કે એવાં બીજા કોઇ સ્થળે લ્હાણા તરીકે વ્હેંચવાનો ઇરાદો હોય તેવાઓએ કર્ત્તા સાથે પત્રવહેવાર કરવો.

---

આ પુસ્તક કરાચી મધ્યે ભીમપુરામાં આવેલા પોતાના 'શ્રી આનંદ સાગર' પ્રીન્ટીંગ પ્રેસમાં નંદરામ પીતાંબરદાસ જોશીએ છાપ્યું છે.



# ✻ ભૂમિકા. ✻

જગતનિયંતા પરમધન પરમાત્માએ સૃષ્ટિના આરંભકાળથીજ મનુષ્યપ્રાણી માત્રમાં એક એવો અલૌકિક ગુણ પેદા કર્યો છે કે જેના યોગ્ય વિકાશથી મનુષ્ય ધારે તો તે પોતાનાં જીવનની સાર્થકતા સત્વર કરી શકે. સનાતન આર્ય સંસ્કૃતિ અત્યોજ્જવલ, શાશ્વત અને મુક્તિ દાયિની છે, એણે અનેક પ્રભુ ભક્તોને તાર્યા છે, પતિતોને પાવન કર્યા છે. એજ સંસ્કૃતિ કિંવા સનાતન ધર્મનાં શાસ્ત્રિય ગ્રંથોમાં આપણને પ્રભુનામ સ્મરણ કરી પોતાનાં માનવ જીવનની સાર્થકતા કરવાના અનેકધા ઉપાયો દ્રષ્ટિગોચર થાય છે, તેમાંનો એક અતિ સુલભ અને સાત્વિક ભાવનાશીલ સર્વ સામાન્યવર્ગ જેનો લાભ પ્રેમપુર્વક લઇ શકે એવો ઉપાય તે 'શ્રી હરિ-પરમાત્માનાં કીર્તનરૂપી અમૃતનું પાન' છે.

માનવજીવનની સાર્થકયતાનાં અણમુલાં મંત્રો શીખવી નિજસ્વરૂપને ઓળખાવવામાં મુખ્ય સાધન રૂપ થઇ પડે, તેમજ અનુભવજન્ય જ્ઞાન ઉત્પન્ન કરી ચિત્ત-વૃત્તિને પ્રભુભાવનામાં અખંડિત કરે તેનેજ ભજનો, કીર્તનો કે પ્રભુભક્તિનાં કાવ્યો તરીકે સંતજનો અને

જ્ઞાનિ પુરૂષો ઓળખાવે છે. ખરેખર એક કવિએ ગાયું છે કે :—

જે ગાયનમાં પ્રભુ ગુણ ન મળે તે ગાયનને ગાવું શું?
રામ નામ નહિ જેનાં મુખમાં તેની સંગે ફરવું શું?

અર્થાત સર્વ શક્તિમાન શ્રી પ્રભુમાં મનને સ્થિર કરવા માટે તેનાંજ ગુણાનુવાદનું કિર્તનરૂપે કથન કરવાના નિરંતર અભ્યાસથી યથા સમયે સર્વ વૃત્તિઓ પ્રભુ શરણમાં ઉપશમ પામે એ નિઃસંશય છે. પ્રાચીનકાળમાં તેમજ સાંપ્રતકાળમાં અનેક સંત તેમજ મુમુક્ષુઓએ જન કલ્યાણને માટે પ્રભુનાં ગુણગાન કાવ્યરૂપે પ્રકટ કર્યાં છે—કરતા આવે છે તેવોજ એક ક્ષુદ્ર પ્રયાસ આ લેખકનો છે.

સાંસારિક ઉપાધિઓમાં પડેલા જીવને યત્કિંચિત્ શાંતિ મળતાં નિવૃત્તિમય હૃદયવાટિકામાં પરમાત્મ તત્વ વર્ણવાની કે જાણવાની જે કંઇ અલ્પ જીજ્ઞાસા સ્વયં સ્ફુરેલી તેનેજ પુષ્પ રૂપે ગુંથી લઇ અત્રે રજુ કરાઇ છે. પ્રભુનાં ગુણગાન અગાધ છે, અપરંપાર છે, જ્યારે મનુષ્યનો પ્રયત્ન માત્ર અલ્પ છે.

આ કીર્ત્તનમાળામાં ભાવપૂર્ણ વાકયો અને સાદી તેમજ સરલ તર્જોવાળાં પદોનું અવગુંથન કરાયેલું છે, કે જેથી તે સર્વ સામાન્ય વર્ગને બહુ ઉપયોગી થઇ પડે.

પ્રભુ કૃપા હશે તો હજુ કેટલાંક ઉપયોગી કાવ્યોનો સંગ્રહ બીજા ભાગ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે.

વાયુનાં પ્રાબલ્યથી જેમ સુગંધના પરિમાણુઓને જ્યાં વાયુ લઇ જાય ત્યાં જવું પડે છે, અર્થાત્ તેવીજ રીતે હૃદયમાં શ્રી પ્રભુએ જેવી પ્રેરણા કરી તેવી વાણીનો આ અલ્પ કાવ્ય સંગ્રહ છે. એમાં કાવ્યના નિયમની કે વ્યાકરણની પરિપૂર્ણતા ન સચવાઇ હોય એ શકય છે તો તેવી દોષ દ્રષ્ટિ પ્રત્યે જીજ્ઞાસુવર્ગ અવશ્ય દરગુજર કરી સદ્જ્ઞાન ગ્રહણ કરશે.

*અંતિમમાં પરમાત્મા સર્વ સાધારણ મનુષ્યનાં કલ્યાણ માટે તેમનાં હૃદયમાં સ્વ સ્વરૂપનું ભાન કરાવવા સત્યનિષ્ઠા અને શુદ્ધ જ્ઞાનની જાગ્રતિ કરાવે એવી ભદ્ર ભાવનાપુર્વક हरि ॐ तत्सत्.

જોડીઆ બજાર કરાચી.
વિક્રમાર્ક ૧૯૮૫
શ્રાવણ જન્માષ્ટમી.

**હરિરામ ભાગચંદ પલણ.**
(હા. હરિરામ ખીમજી વાલા.)

---

*આગળ પૃષ્ઠ ૩૪માંનાં કાવ્યની ટિપ્પણમાં જણાવ્યા મુજબ અત્ર ભૂમિકાના પ્રસ્તાવમાં સંત સમાગમ કીંવા સત્સંગ એ સમ્બંધી સવિસ્તર ઉલ્લેખ કરવાનો ઇરાદો હતો પરંતુ કેટલાક અનિવાર્ય સંજોગોના લીધે-સમયના અભાવે તેનું કશું લખી શકાયું નથી.

**લેખક.**

# સ્મરણ સ્તંભ.

મ્હારા પૂજ્ય સ્વર્ગસ્થ

કાકાશ્રી ખેરાજભાઇ બીજાણી!

આપશ્રી, બાલ્યકાળના સુસંસ્કારના પ્રતાપે વ્યવહારિક અને પારમાર્થીક કૌટુમ્બિક ઉન્નતિના સાધક હતા, માત્ર એટલુંજ નહિ પરંતુ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં અમૂલ્ય બીજ ગૃહમંદિરે રોપી એકનિષ્ઠ પ્રભુ પરાયણતાનાં જે અણમુલાં મંત્રો શીખવતા ગયા છો તેનાં મધુરાં અને પ્રશંસનિય ફળોના સાક્ષાતકાર અમને નિરંતર થતાં આપશ્રીના પ્રત્યે વિશેષ પુજ્યભાવના જાગ્રત થવા પામે છે. આપશ્રીના અમર આત્માને શ્રી સચ્ચિદાનંદ પ્રભુ સદૈવ શાંતતા અર્પે, એવું ઇચ્છી મને જે આ અનાયાસે 'શ્રી હરિકીર્તનામૃત—શ્રી પ્રભુનાં ગુણગાનરૂપી અમૃત પાન' નાં પુસ્તક પ્રકાશનનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે, જેથી પ્રસ્તુત પુસ્તકમાં આપશ્રીનો સ્મરણ સ્તંભ રોપી મને કૃતાર્થ થયેલો માનું છું.

લી. ત્હમારો બાળ,

કચ્છ મુંદ્રા — પ્રધાન પ્રાગજી બીજાણી.

# સમર્પણ.

પરમ પૂજ્ય તીર્થસ્વરૂપ સ્વર્ગસ્થ

## પિતાશ્રી ભાગ્યચંદ મુરાજ પલણ

—: અને :—

ગંગાસ્વરૂપ વિદ્યમાન વ્હાલાં

## માતુશ્રી અમરબાઈ પલણ.

આપના અસંખ્ય ઉપકારોનું ઋણ કોઈ રીતે વળી શકે તેમ ન હોવાથી, માત્ર આપના એ ઉપકારોનાં સ્મરણાર્થે આ પુસ્તક ભક્તિભાવ પુર્વક અર્પણ કરી યત્કિંચિત્ કૃતાર્થતા અનુભવું છું.

આજ્ઞાંકિત આત્મજ

'હરિરામ' નાં પ્રણામ.

☞ હવે પછી થોડા સમયમાં બહાર પડશે. ☜

પલણકૃત ચતુર્થ પુષ્પ

# શ્રી દ્વારિકાપુરી તીર્થ વર્ણન.

અયોધ્યા મથુરા મહામાયા કાશી કાંચી અવન્તિકાઃ।
પુરી દ્વારામતી પ્રોક્તા સપ્તૈતાનિ મોક્ષદાયિકાઃ॥

મોક્ષદાયિની સપ્તપુરીઓમાંની એક પુરી અને હિંદુ તીર્થસ્થળોનાં મુખ્ય ચાર ધામોમાંનું એક ધામ એવી શ્રી દ્વારિકાપુરીનું પ્રાચીન તથા અર્વાચિન દ્રષ્ટિએ ઐતિહાસિક અવલોકન તેમજ એ દ્વારિકાપુરીમાં દ્રષ્ટિગોચર થતાં કેટલાંક બહુ સંખ્ય દેવાલયોમાં બીરાજતા દેવોનું મહાત્મ્ય વીગેરે પ્રસ્તુત પુસ્તકમાં આપવામાં આવશે, તદોપરાંત અત્યારે ત્યાંની કેટલીએક ખામીઓ અને જરૂરીઆતો સમ્બંધી પણ યોગ્ય ઉલ્લેખ થશે.

એકંદરે પુસ્તકને એટલું રસીક અને ભાવવાહી બનાવવામાં આવશે કે તેનાં વાંચનથી પર્યટન ગામીઓને કેટલુંયેક જાણવાનું મળશે અને યાત્રાના શ્રદ્ધાળુ ભક્તોને તો જાણે તેઓ પોતેજ દ્વારિકાપુરીનાં એકેએક દેવાલયોમાં દર્શન નિમિત્તે ફરી રહ્યા હોયની! એવો અનુભવ થવા પામશે. ઉંચા ગ્લેઝ કાગળ સુંદર છપાઇ કિંમત માત્ર આઠ આના. અગાઉથી નામ નોંધાવનાર પાસેથી છ આના.

લખો:— હરિરામ ભાગ્યચંદ પલણ
જોડીઆ બજાર, કરાચી.

॥ श्री परमात्मने नमः ॥

# શ્રી હરિકીર્તનામૃત-ભાગ ૧ લો.



રચનાર:—હરિરામ ભાગ્યચંદ પલાણ,-કરાચી.

## પ્રારંભ પ્રાર્થના.

(શાર્દૂલવિક્રીડિત વૃત.)

પ્રારંભે વંદુ ગણાધિપતિને ગૌરી તનય ગુણ વારિધિ,
વિઘ્નો સર્વ હરી સદા સુખ કરો દુંદાળા દેવ દયાનિધિ;
પામે કીર્તિ લાભ ને યશ બહુ જે પર કૃપા તારી થતિ,
ગાઉં પ્રેમ ધરી હરિ ગુણ સદા દેજે દયાળુ સન્મતિ.



## સરસ્વતિ સ્તવન.

(શિખરિણી છંદ.)

કૃપા જેની ઇચ્છું, મુનિગણ ધરે ધ્યાન સુમતિ,
વિણાધારી દેવી, સરલ સુભગા સરસ્વતિ;
નમું હું તો પ્રિતે, સુખકર સદા માતુ મમ જે,
ગિરા સારી અર્પી, સકલ અવિદ્યા દુર કરજે.



## પ્રભુ નામ મહિમા.

(રાગ—આશાગોડી.)

નામ સ્મરણ શુભ તારે, દયાઘન નામ સ્મરણ શુભ તારે—ટેક૦

ભવજલ તારક દુઃખ વિદારક,
સચ્ચિત સુખ દેનારે;
આધિ, વ્યાધિ, ઉપાધિ ટળેને,
શાશ્વત શાંતિનું બારૂં—દયાઘન૦

ખોટાં વૈભવ ક્ષણિક સુખો સહુ,
લાગે મનને અકારે;
ભેદરૂપે અજ્ઞાન મટે જો,
ભવનું જાય અંધારૂં—દયાઘન૦

કરૂણા સાગર અંતરયામી,
રૂપ ખરૂં તુજ ન્યારૂં;
દીન અને દુઃખીઆ જન કાજે,
સાચું શરણ તમારૂં—દયાઘન૦

નામ સુધારસ પાન કરંતાં,
મમતા માયા વિસારૂં;
ચરણ શરણ ગ્રહી નામ જપું હરિ,
સુંદર સુખદ એ પ્યારૂં—દયાઘન૦

## દયાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

(લાવણી—સવૈયા.)

શરણાગત પ્રતિપાલક હેવા તુંજ ખરો છે જગદાધાર,
જીવ ન ભેદ લહે કંઇ તેનો લીલા તારી અપરંપાર;
માયાજાળ મહીં ઝપડાઇ વથા કહું મારૂં મારૂં,
દયા કરી અમ દોષ ન જોજે સત્ય શરણ છે એક તારૂં.-૧

ગર્ભવાસમાં રક્ષા કીધી નર્ક દુઃખોમાંથી તાર્યો,
બાલપણાનાં વિઘ્નો સર્વે દુર કરીને સંભાળ્યો;
એ ઉપકાર અસંખ્ય છતાં પણ નામ કહિ નવ સંભારૂં,
દયા કરી અમ દોષ ન જોજે સત્ય શરણ છે એક તારૂં.-૨

આગમ નિગમનો ભેદ ન સમજું નવ જાણું કંઇ શાસ્ત્ર પુરાણ,
સ્તુતિ કે અર્ચન નવ કરતો સત્ય પંથ જાણું ન લગાર;
ભવબંધનમાં બદ્ધ થયો છું તેને તું કરજે ધ્યારૂં,
દયા કરી અમ દોષ ન જોજે સત્ય શરણ છે એક તારૂં.-૩

સુરનર મુનીવર રક્ષા કાજે દૈત્ય દુશ્મનો સંહાર્યા,
નીજ ભક્તોનો સાથ ગ્રહીને અગાધ ભવજલથી તાર્યા;
તાપ ત્રિવિધે તપી રહ્યાં ને શાંતિ તણું એક ઠેકાણું,
દયા કરી અમ દોષ ન જોજે સત્ય શરણ છે એક તારૂં.-૪

શાંતિ હવે તુજ કૃપા થકી તો ભાન થયો શુદ્ધ રૂપ તણું,
માયા પડદો સરી પડે ત્યાં અંતર માનું અજવાળું;

જન્મો જન્મ તું સન્મતિ દેજે હરિ નામ નવ વિસારૂં,
દયા કરી અમ દોષ ન જોજે સત્ય શરણુ છે એક તારૂં.–૫



## મૂરખ મનને જાગ્રતિ.

રાગ સારંગ ત્રિતાલ.

(હે ગીતાજી તારા ગુણ કીર્તન—એ તર્જ.)

મન મૂરખ તું, ભવતારક ભગવાન ભજી લે ભાવથી;
તજ આળસ તું, અવસર આવ્યો શીઘ્ર ગુમાવે ગુમાનથી.–મન

આ સંસાર અસાર વિશે, સાચું સુખ ના લવલેશ દિસે;
તેમાં મુગ્ધ થઈ છે તેં અતિશે.... મન૦

ધન ધામ ધરા વૈભવ મોટાં, સુત દાર તણા છે નેહ ખોટા;
એતો માયા તણા છે પરપોટા.... મન૦

મિથ્યા માયામાં ઝપટાયો, સુત દારના પ્રેમે લોભાયો;
જેથી માર્ગ ખરો નવ શોધાયો.... મન૦

જગનાં જંજાળ અકારાં છે, માયા બંધન કરનારાં છે;
નહિ કાર્ય એથી સરનારાં છે.... મન૦

સત્સંગ સદા લે વિચારી, સદ્ધર્મ સુનીતિને ધારી;
હરિરામ ભજી લે ગીરધારી.... મન૦

## પ્રભુ, ભવ જળથી તારો.

(રાગ જંગલો ત્રિતાલ-નારાયનકો નામ સુમરનર-એ તર્જ.)

(ધ્રુ.)દાસ તમારો, અરજ ઉર ધારો, કૃપા કરી ભવજલથી ઉગારો.

ભવવારી છે દુસ્તર ભારી,
ક્યમ કરતાં હું જોઉં કિનારો—દાસ૦

નૌકા મારી ડગમંગ ડોલે,
માર્ગ મળે ના ક્યાં સુખીઆરો—દાસ૦

ખડક ખરાબા વિષય વિકારો,
માયા પવન તણો બહુ મારો—દાસ૦

ભૂલી ભટકું ભવસિંધુમાં,
દુઃખભંજન પ્રભુ પાર ઉતારો—દાસ૦

દોષ હરો વળી અવગુણ ભારી,
કરૂણાસાગર સર્વ વિસારો—દાસ૦

સુકૃત કરવા શુભમતિ દેજો,
વિઘ્ન અમારાં સર્વ નિવારો—દાસ૦

હરિ ચિત્તમાં નિત રામ સંભાળું,
છુટી જશે ઝટ ભવ ભય ભારો—દાસ૦



## મિથ્યા અવસર ગુમાવવો નહિ.

(રાગ રામગ્રી—વૈદર્ભિ વનમાં વલવલે—એ તર્જ.)

કર સ્મરણ લક્ષ્મિકાન્તનું મોંઘો અવસર જાય,
રત્ન પદારથ દેહ છે ભવ તરવાનો ઉપાય.—કર૦

સત્ય તણો માર્ગ ધારીને વિચરવું નિત્ય ખાસ,
નષ્ટ સુખો પરિત્યાગવા તો છુટે ભવ પાશ.—કર૦

દાતા જે છે આ વિશ્વનો એક નિરંજન નામ,
સર્વત્ર વ્યાપક એ દિસે આત્માનો અભિરામ.—કર૦

મોટા રૂષીઓ જે થઇ ગયા ધરતા નીતિનો પંથ,
રાખી વશ નિજ ઇંદ્રિયો મનથી ભજતા ભગવંત—કર૦

રસના થકી રામ નામ લે તજ વિષયોનો વિકાર,
જીવ તે શીવમય બને સંશય નહિજ લગાર.—કર૦

ધુળી મહીં સોનું સાંપડે શોધનહારને જેમ,
ઠીકર ટળે ફરી હિરા તણી કરી લે શુભ કર્મ તેમ.—કર૦

વાત વિચાર સતસંગની અન્ય જુઠું તમામ,
લાજ રાખે તે સ્વયં પ્રભુ સાંખ લખે હરિરામ.—કર૦

---

* આ ભજનના અંતરસ્થાપિકામાં કર્તાના બનેવી શ્રીયુત 'કરસનદાસ મોરારજી પુરીવાળા" નું નામ આવે છે.

## પામર જીવ પ્રતી.

(લાવણી—સવૈયા.)

હે પામર આ સંસાર છતાં તું શીદને ગોથાં ખાય છે,
આળસને નિંદ્રામાં તારૂં એળે આયુષ્ય જાયે છે;
ઉત્તમ દેહ અમુલખ પામ્યો ભવ તરવાનો એ ઉપાય,
ભાવ ધરી ભગવંત ભજી લે જીવન સાર્થક તેથી થાય.-૧

ધામ ધરા ધન વૈભવ એ સહુ ખાલી ઠાઠ ઠઠારાં છે,
માયાનાં પ્રાબલ્ય થકી તે ઐહિક સુખ દેનારાં છે;
ક્ષિણ થતાં સંચિત કર્મોને પંથે પંડના પડવું છે,
રહી જશે અહીંનું અહિં, સાથે પાપ પુન્યને ધરવું છે.-૨

ખોટાં એ સહુ દ્રવ્ય વૈભવો માયા જાળ પ્રસારી છે,
લુબ્ધ ન થા તું ભાન ભુલી, એ સત્વર મતિ હરનારી છે;
કોણ અને તું ક્યાંથી આવ્યો ખોજ કરી લે અંતરમાં,
ઝટ સમજી લે જ્ઞાન માર્ગથી દર્શન કર નિરંતરનાં.-૩

કુડ કપટ સહુ દુર કરીને સત્ય માર્ગમાં વિચરજે,
સંત સમાગમ સદગ્રંથો છે સમજી સેવન નિત કરજે;
સત્ય સ્વરૂપનું ભાન થતાંમાં પાતક ભવનાં સર્વે જાય,
હરિરામ ધરી ભાવ સદા ભજ જીવન તેથી સાર્થક થાય.-૪

## અભિમાનથી મસ્ત થયેલા મનને ઠપકો.

(પદ-ચિત્ત તું શીદને ચિંતા ધરે—એ તર્જ.)

મન શું મસ્ત થઇને ફરે વૃથા અભિમાન હૃદયમાં ધરે.-ટેક.

અહંભાવમાં અંધ બનીને સન્માર્ગે નવ ચડે,
મમતામાં મરડાઇ જાતાં સ્વયં કુપમાં પડે.—મન૦

કોણ અને તું કયાંથી આવ્યો ખ્યાલ તેનો નવ કરે,
જમડા જોર કરી લઇ જાશે ખબરો પડશે ખરે.—મન૦

નીજ અજ્ઞાને આથડતાં તું લખ ચોરાશી ફરે,
માનવ દેહ મળ્યો ઉત્તમ તો સાર્થક કાં નવ કરે.—મન૦

રંગ રાગમાં રચી રહેતાં માયા બળ વિસ્તરે,
ક્ષણિક સુખોમાં મગ્ન થવાથી ખરી શાંતિ નવ મળે.—મન૦

ખોટી ખટપટમાં પ્રેરાઇ સત્કર્મો નવ કરે,
આશા-તૃષ્ણા દોર મહીં તું વૃથા તણાઇ મરે.—મન૦

દાન દયાનું નામ ન જાણે ભાથું પાપનું ભરે,
ખાલી આવ્યો ખાલી જાશે પાપ પુન્ય સંચરે.—મન૦

ભ્રાંતિ હૃદયની દુર કરી, જો જ્ઞાન પ્રભા ઝળહળે,
હરિરામનું નામ જપી લે ભવસાગરથી તરે,—મન૦

## નિરંજનનું નામ સ્મરણ કરવા વિષે.

(રાગ ધનાશ્રી.)

એક નિરંજન નામ ભજી લે પ્રાણી એક નિરંજન નામ.-ટેક

મુક્તિ તણો એ માર્ગ સાચો જે,
શાંતિ તણું શુભ ધામ—ભજીલે૦

દ્રશ્ય પ્રપંચો અળગાં કરીને,
સેવીએ સુંદિર શ્યામ—ભજીલે૦

ભવજલમાંથી પાર ઉતરવા,
એજ ખરો વિશ્રામ—ભજીલે૦

કામ ક્રોધ મદ મોહ છોડીને,
વળી તજ અભિમાન—ભજીલે૦

પ્રીતિ જગતની અસત્ય જાણવી,
પ્રભુપદ સત્ય પિછાન—ભજીલે૦

નીતિ રીતિનું પાલન કરતાં,
ધરો સદા સદ્જ્ઞાન—ભજીલે૦

એકાગ્ર ચિત્તથી નિર્મળ હૃદયે,
સ્મરણ કરો હરિરામ—ભજીલે૦



## ભગવદ્ પ્રાર્થના.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ.)

નમું સદા ભવતારક શ્રી ભગવંતને,
જેનું નિર્મળ શાંત સ્વરૂપ જો;
આદિ અનાદિ વિશ્વ સકલમાં એક જે,
મહિમા નામ તણો છે અનુપ જો.—નમું૦
સચરાચરમાં વ્યાપ્ત વિભુજી આપ છો
લીલા જેની અપરંપાર જો;
પામર જીવ તણું ત્યાં શું ગજું
પામી શકાય ન તેથી પાર જો. — નમું૦
મંજુલ મૂર્તિ મધુર મનહારિણી
નિરખી શમતા સરવે તાપ જો;
જગ જંજાળે તપ્ત થયેલાં જીવને
મળતી શાશ્વત શાંતિ અમાપ જો.—નમું૦
ભૂલી ભટકું માયા કેરી જાળમાં
ભવબંધનના કાપો પાશ જો;
સદ્‌વિદ્યા-સદ્‌જ્ઞાન સદાયે અર્પજો
રહીએ નિશદિ થઇ તમ દાસ જો.—નમું૦
અલ્પ મતિ અમ, અન્ય કંઇ જાણું નહિ
સાચું શરણુ તમારૂં એક જો;
આધિ વ્યાધિ સકલ અમ ટાળજો
હરિ કરૂણાકર શ્રી અખિલેશ જો.—નમું૦

## ઇશ્વર ભજવા વિષે.

રાગ જંગલો ત્રિતાલ.

(નારાયનકો નામ સુમર નર—એ તર્જ.)

ભજીલે પ્રાણી નામ પ્રભુનું, જેથી મુક્તિ થાય તમારી.—ટેક

ગર્ભવાસે રક્ષણ કીધું,
તેને કેમ દીધો છે વિસારી.—ભજીલે૦

ઉત્તમ અવસર ચાલ્યો જાયે,
ખોજીલે નીજ અંતર માંહી.—ભજીલે૦

જુઠાં વૈભવ જુઠી માયા,
મમતા અહંતા મિથ્યા માની.—ભજીલે૦

ભય મોટો છે કાળનો માથે,
દેશે સઘળો ગર્વ ઉતારી.—ભજીલે૦

માટે રટ તું શુદ્ધ હૃદયથી,
દીનાનાથ જે સારંગપાણી.—ભજીલે૦

ફેરો ટળશે જન્મ મરણનો,
હરિરામ નમું ગીરધારી.—ભજીલે૦



## ભક્તિ—અંતરનો આદર્શ પ્રેમ.

(ભોજા ભગતના ચાબખાનો ઢાળ.)

ભકિત નાવ મળી સારી, તેમાં તરશે કાયા તારી.—ટેક.

જુઠા જગત વહેવાર ગણીને, ભજજે સારંગ પાણી;
કર્મ જ્ઞાન ને ભકિતથી ભાઇ રૂપ તારો લે જાણી રે—ભકિત૦

સદાચાર નિત્ય સેવજે સ્નેહે વાતો નીતિની ન્યારી;
'સ્વધર્મમયી જીવન ગાળો' કહે એમ શાસ્ત્રપુરાણીરે—ભકિત૦

અલ્પ સમયનાં વૈભવ કાજે થાવું નહિ અભિમાની;
નાશવંત નર દેહ ભરોંસે સ્મરી લે દેવ મોરારી રે—ભકિત૦

શમ, દમ, ક્ષમા, આર્જવતાને શૌચ, તિતિક્ષા પ્રમાણી;
સત્ય, વિદ્યા, ધીર, અક્રોધપણું *લક્ષણો ધર્મના જાણીરે—ભકિત૦

શાશ્વત રૂપને ઓળખી લેતાં બુદ્ધિ બને નિર્વિકારી;
હરિરામ સદા ઇશ ભજી લે આત્મતત્વ વિચારી રે—ભકિત૦

---

*धृतिः क्षमादमोऽस्तेयं शौचमिन्द्रिय निग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥

मनुस्मृति, ६-९२.

## મર્ણ શૈયાપર માનસીક પશ્ચાતાપ.

(રાગ બનજારા.)

જીવ વૃથા સમય ગુમાવ્યો, તુંથી જગપતિ ન રીઝાયો.–ટેક.

બાલપણમાં ખેલો ખેલી, સત્ય વિદ્યાને અળગી મેલી;
જુઠી રમતોમાં લપટાયો.... તુંથી૦

યુવા વિશે રહ્યો તું મોહી, નીજનારી સ્વરૂપને જોઇ;
કન્દર્પ પાશ બંધાયો.... તુંથી૦

વળી ભોગવવા સુખ ભોગો, થયા અકહા સર્વ સંજોગો;
ખોટાં વૈભવમાંહી ફસાયો.... તુંથી૦

વૃદ્ધે શરીર વ્યાધિગ્રસ્ત, જેથી થયો તું બહુ અશકત;
અતિ અંતરમાં પસ્તાયો.... તુંથી૦

મર્ણ સમય આવ્યો જ્યારે, પ્રભુ માટે કરે યત્ન ત્યારે;
પછી ખાલી હાથ ધસાયો.... તુંથી૦

જીવ કરજે કરણી સારી, નિત રામનું નામ સંભારી;
હરિરામ સદા મન ભાવ્યો.... તુંથી૦



## જીવની સ્થિતિનું ભાન.

(ભુજંગી છંદ.)

હતો શયનમાં ગર્ભવાસે તું જ્યારે,
થતું તાહરા દેહને કષ્ટ ત્યારે;
'કરો નાથ ઉદ્ધાર મારો હવે તો,'
થઇ દીન એવું પ્રભુ પ્રત્યે વદતો.—૧.

'રટું નિત્ય હું નામ સ્વામી તમારૂં,
નહિ કો દિને હૃદયમાંથી વિસારૂં;'
દીધા કોલ એવા પ્રભુને તેં જ્યારે,
થયો મુક્ત તું ગર્ભ દુઃખોથી ત્યારે.—૨.

રહ્યો રમતમાં રાચતો બાલ્યકાળે,
ખરી ફરજ શું તે કદી ના સંભાળે;
ગયો સમય એવી રીતે બાલપણનો,
નહિ કો દિને શ્રી પ્રભુને ભજાયો.—૩.

લપટ્યો યુવાએ ધન પ્રાપ્તિ આશે,
વળી પુત્ર ને નારના મોહ પાશે;
સદા જુઠબાજી મહીં દીન ગાળ્યો,
ફુર્યો વિશે ના કદિ હસ્ત વાળ્યો.—૪.

આવ્યું વૃદ્ધપણુ ને થયો તુ અશક્ત,
બન્યું શરીર તારૂં બહુ વ્યાધિગ્રસ્ત;
ખુલ્યાં નયન તારાં થયું ભાન તુજને,
'રટયા ના પ્રભુ મેં કહિ ધીક મુજને.'—૫.

હવે હાથ ખાલી પછાડે વળે ના,
ગયો સમય તે પુનઃ હાથે મળે ના;
તજી મોહ મમતા બની નિર્વિકારી,
હરિરામ ભજજે સદા ગીરધારી.—૬.



## અજ્ઞાન તિમીરમાં અથડાતાં જીવને—

(રાગ કાનડો.)

નિજ અજ્ઞાને તું રોશે (૨)
શાણુા સમજી લે દિલમાંહી અવસર મિથ્યા ખોશે.-નિજ૦

જગ જંજાળ અનિત્ય છતાં તું મગ્ન બનીને પોષે,
માયા બંધનથી બંધાયો ખાલી મન સંતોષે.—નિજ૦

માનવ દેહ મળ્યો ઉત્તમ ફરી આવી તક નહિ જોશે,
સાર્થક કરવા શ્રમ નહિ વેઠે દુઃખી થઇશ નિજ દોષે.-નિજ૦

અજ્ઞાન તિમીરને દુર કરે તો જ્ઞાનપ્રભા મન પોષે,
અંતરમાં આનંદ અતિશય હરિરામ અનુભવ જોશે.-નિજ૦

# श्रीमद् भगवद् गीता अध्याय २जो

## श्लोक ५४–५८.

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥

श्री भगवान उवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतराग भय क्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

यथा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

(ગુજરાતી અનુવાદ સામેનાં પૃષ્ટમાં)

## અર્જુનનો પ્રશ્ન.

જે શાંત બુદ્ધિથી સદા સમભાવી જીવન ગાળતો;
શુભ લક્ષણો તેનાં કહો કરૂણા કરી કેશવ તમે.

## શ્રી કૃષ્ણનો ખુલાસો.

વૈરાગ્ય પામી મન વિશે માનવ તજે સહુ કામના;
સંતુષ્ટ રહે નિજ આત્મથી સ્થિતપ્રજ્ઞ પાર્થ પ્રમાણવો.

ઉદ્વેગ દુઃખમાં ના કરે સુખની સ્પૃહા જરીએ નહિ;
આસક્તિ, ભયને ક્રોધ સૌ જેને હૃદય સ્પર્શે નહિ.

જે સર્વથી વિરક્ત છે સારૂં બુરૂં સરખું ગણે;
વળી હર્ષ કે ઇર્ષા કદિ તે કોઇનાથી નવ કરે.

જ્યમ કાચબો નિજ અંગને લેતો સમેટી પલકમાં;
વિષયો થકી રહી દુર ત્યમ વિચરી રહે જે ખલકમાં.

* * * * *

છે લક્ષણો ઉત્તમ કહ્યા જે વર્તતો એ રીતથી;
સ્થિર બુદ્ધિયુક્ત મુનિ ખરો તેને હું ચાહું પ્રિતથી.



## મનુષ્ય જન્મ શી રીતે સફળ થાય?

રાગ રામગ્રી.

(વૈદર્ભિ વનમાં વલવલે—એ તર્જ.)

નિત્ય ભજો શ્રી પરમેશને જન્મ સફળ લેખાય,
માનુષ દેહ ઉત્તમ મળ્યો ભવ તરવાનો ઉપાય.-નિત્ય૦

ખોટાં એ દ્રશ્ય વૈભવો માયા કેરી જાળ,
લુબ્ધ ન થાવું તેહમાં જેથી થાય ઉદ્ધાર.-નિત્ય૦

પંચ ભુતો તણું પુતળું વિષયોનો વિશરામ,
શુભ કરણીથી પામીએ ઉત્તમ પદ નિરવાણ.-નિત્ય૦

સ્વધર્મ ને સ્વકર્મમાં સદા રહો હોશિયાર,
અસત્ય કદિ નવ ઉચરો નૌકા પ્હોંચે ભવપાર.-નિત્ય૦

થયા મોટા જે મુનીવરો નિશદિ ભજતા ભગવાન,
લાભ ઉભય કીર્તિ મોક્ષનો વાંચો વેદ પુરાણ.-નિત્ય૦

અગમ નિગમ એમ સુચવે વળી શાસ્ત્રનો સાર,
સ્મરણ કરો લક્ષ્મીકાન્તનું શુધ્ધ હૃદયે હરિરામ.-નિત્ય૦



## વિશ્વપતિને વંદના.

(રાગ માઢ—કૃપદાજી વારે રે વારે.—એ તર્જ.)

છો વિશ્વનાપતિ, અકળગતિ, વંદું શ્રી દેવ મોરાર;
તુજ મહિમા અતિ, પ્હોંચે ન મતિ, ભટકું ભવ મોઝાર.—ટેક.

કૃપા સિંધુ હે કૃપા કરીને તોડજો ભવનો પાશ;
દોષ અમારા લક્ષ ન લેતાં ગણો સદા તમ દાસ,
એ છે અરજ મારી, લેજો સ્વીકારી, જેથી તરૂં સંસાર.—છો૦

નિજ ભક્તોનાં કલ્યાણ કાજે દુષ્ટોનો આણ્યો અંત;
અશરણને છે શર્ણ તમારૂં શાંતિનું સ્થાન અનંત,
એવા અજર અમર, અભરણ ભરણ; કૃપા સિંધુ કિરતાર.—છો૦

માયા પ્રાબલ્યે જીવ બિચારા ભુલે સ્વરૂપનું ભાન;
અજ્ઞાન તેવું દુર કરો પ્રભુ આપો સદા શુદ્ધ જ્ઞાન,
ઉરે વિનતિ ધારો, કર પ્રસારો, એક તમારો આધાર.—છો૦

અગમ અગોચર સત્ય સ્વરૂપી પ્રિતમ પુરણ કામ;
આદિ અનાદિ વિશ્વ વિધાતા પ્રણમું હરિરામ,
માગું કૃપા તમારી, આશ એ મારી, સદા કરો કલ્યાણ.—છો૦

## શાન્તિ ક્યાં છે?

(રાગ ભૈરવી ગઝલ.)

આ વિશ્વ સકલ જોશો ફરી ક્યાં શાંતિ નહિજ દિસે;
અવિચલ શાંતિ નહિજ દિસે.... આ વિશ્વ૦

કંઇ પૂન્યનાં પરિમલ વડે માનવ જીવન આ સાંપડયું;
શી રીતથી તે સફળ થાયે યત્ન કર્યું ના તે વિશે.–આ૦

ધન ધામમાં કે રાચતા નારીના નેહમાં નાચતા;
પણ સંપતિ સુખ એ ક્ષણીક સહુ નાશવંત દિસે.–આ૦

કોઇ સંતતિમાં સુખ ગણે અતિ વ્હાલ પુત્રો પર ધરે;
શું છે ખબર ના કે સહુ નિજ કર્મ ભોગવશે.–આ૦

દુનિયા દિવાની છો બની શાંતિ સુખો મન માણતી;
ઘટમાળ સુખદુઃખ ભોગવે પલમાં રડે ને કાં હસે?–આ૦

ત્રિવિધ તાપોથી તપ્યું આ વિશ્વ નિત નજરે પડે;
આધિ ઉપાધિ વ્યાધિમાં સૌ જીવ સપડાતાં દિસે.–આ૦

ભ્રમાવશ બનીને ફરે અહીં તહીં નિહાળે શાંતિને;
શાંતિ હૃદયની ના ટળે તો શ્રમ બધો નિષ્ફળ જશે.–આ૦

જુઠાં પ્રપંચ ત્યજી સદા સમદ્રષ્ટિ જીવન ગાળવું;
શુદ્ધ ભક્તિ કેરા તાનમાં હરિ શાંતિ નિત તેને ધરે.–આ૦

# જીવને શિખામણ.

( દોહા. )

વિચારી જો હૃદયમાં ક્યાંનો ક્યાં તું જાય,
દુખ ટળે તો ભવ તણાં સુખ અનુપમ થાય.

શીષ્ટ જનો એમ સુચવે કરી લે નિત સત્સંગ,
એવના રાખ શ્રીરામની લાગે અલૌકિક રંગ.

તમ રજ સત્વાદિ ગુણો એથી પાર પહોંચાય,
બાદ કરી ગુણાતિત બને જો શુદ્ધ યત્ન કરાય.

ઇચ્છા—તૃષ્ણા ત્યાગતાં ધરો ક્ષમા ને ધીર,
તર્ત ભ્રાંતિને દુર કરી રાખો મનને સ્થિર.

નામ સ્મરણ કિરતારનું વળી શાસ્ત્રનો સાર,
મુક્તિ કેરો માર્ગ એ કહેતાં ન આવે પાર.

રૂષિ પ્રણિત સદ્ગ્રંથનું વાંચન મનન કરાય,
નિદિધ્યાસથી ઉતરે પ્રકાશ આત્મમાં થાય.

વાતો મિથ્યા ત્યાગવી ભજો નિરંજન નામ,
શીવમય તો સ્વરૂપ બને કથે સત્ય હરિરામ.

## ભ્રમમાં ભુલેલાને જાગ્રતિ.

રાગ રામગ્રી.

(વૈદર્ભિ વનમાં વલવલે—એ તર્જ.)

શોધી લે નર ખંતથી ગાફલ થયો કાં ગમાર,
અવસર પલપલ જાય છે તેનો કર કાંઇ વિચાર.–શોધી૦

રાચી રહ્યો તું માયા મહીં ન ઓળખ્યા આતમરામ,
ભુલો પડયો ભવ કુપમાં સોપાનો ન વિસાર.–શોધી૦

લપટયો અનિત્ય સુખો મહીં જુઠો જગત વહેવાર,
તેને સાચું કહી રહ્યો ભટકયો ભવ મોઝાર.–શોધી૦

વેદ નેતિ નેતિ કહે શાસ્ત્રો કરે છે પોકાર,
તોય હજુ નવ સમજયો એળે ગયો અવતાર.–શોધી૦

આળસ તંદ્રા ત્યાગી હવે ભજી લે નિરંજન નામ,
મુક્તિ દાતા એ મહા પ્રભુ ગાએ ગુણ હરિરામ.–શોધી૦



## સન્માર્ગે સંચરવા જીવને સુબોધ.

(રાગ—પલ જાગ પહોર જાગ....એ તર્જને મળતો.)

*જગતાત તણું નામ સદા હૃદય લે ધરી,
સુભગ ઘડી સાંપડી તે નહિ મળે ફરી.—જગ૦

આયુ તારૂં એળે જાય ખ્યાલ કર જરી,
મોંઘો માનવદેહ એવો ના'વશે ફરી.—જગ૦

મમતા ટાળી મોહ વિસારી પાપથી ડરી,
જીવન સફળ થાય તેવાં કર્મ લે કરી.—જગ૦

સદાચાર સેવ નિત્ય સદ્‌વૃત્તિ ધરી,
રાગ દ્વેષ દૂર કરી સત્ય લે સ્મરી.—જગ૦

ભવ જલ છે ગહન અતિ તેથી જા તરી,
પ્રભુ નામ નાવ પકડ અભય પદ વરી.—જગ૦

અજ્ઞાન તિમીર નાશ કરે જ્ઞાન શુભ ધરી,
પાશ ભવનો સદ્ય છુટે સંશય ના જરી.—જગ૦

જુઠ જગત જાણ સમજ ભક્તિ કર ખરી,
અજર અમર નાથ તણું સ્મરણ કર હરિ.—જગ૦

*'જો વિચારી જીવ તારી શી ગતિ થશે' એ તર્જમાં પણ ગવાશે.

## વચન ભંગ માટે ક્ષમા.

(રાગ બનજારા.)

તુજ મુરતિ મધુર મનહારી, હું વન્દું કૃષ્ણ મોરારી.—ટેક.

ગર્ભવાસમાં રક્ષણ કીધું, જીવને જ્ઞાન અનુપમ દીધું;
દીધાં વચન 'ભજું ગીરધારી'.... હું વન્દું૦

ભુલી ગયો સહુ એ વાતો, જ્યાં માયા મહીં લપટાતો;
દીધાં વચનો સર્વ વિસારી.... હું વન્દું૦

નાના પ્રકારનાં સુખ જોઇ, મન તેમાં રહ્યું સદા મોહી;
નવ જોયું કાંઇ વિચારી.... હું વન્દું૦

મુજ અવગુણો છે અપારા, ક્ષમા અપો શ્રી દેવ દયાળા;
કૃપાનાથ જાઉં બલહારી.... હું વન્દું૦

ભક્ત વત્સલ પ્રભુજી પ્યારા, હરિરામ તણા આધારા;
કરો કરૂણા મુજ પર સારી.... હું વન્દું૦



## અસત્ જગમાં લપટાવું નહિ.

રાગ બિહાગ ત્રિતાલ.

(ભોજા ભગતના ચાબખાની તર્જ.)

દુનિયા જાદુ તણી માયા, તેમાં મૂરખ છે લપટાયા.-ટેક.

કંચન હિરા કરી પારખતાં મન બુદ્ધિ ભરમાયા;
ખોટા ખરાની જાણ ન થાતાં વૃથા ગુમાવી કાયારે.-દુનિયા૦

ધન યોવન ને માલ મંજુષા એ છે આડમ્બર ઠાલાં;
અંતકાલે તે કામ ન આવે ફોકટમાં ગુંચાયારે.-દુનિયા૦

સત કર્મ ભાઇ જાણે ન કાંઇ જુઠી જંજાળે ભરાયા;
ચાર દિનની ચાંદની પેઠે ઠાલી વડાઇએ તણાયારે.-દુનિયા૦

પુત્ર કલત્ર બંધવ એની પૂર્વ સગબંધે સંધાયાં;
કર્મ પ્રમાણે ચાલતાં થાયે ખાલી હાથ તેં ઘસાયારે.-દુનિયા૦

અસત્ય વિશ્વ વહેવાર તજીને જપી લે તું જગરાયા;
હરિરામ કહે પ્રભુને ભજતાં થાશે પવિત્ર આ કાયારે.-દુનિયા૦



## સદાચારી જીવન ક્રમ.

(રાગ ગરબી—સીતારામને ભજી—એ તર્જ.)

ભક્તિ ભાવેથી ઇશને સંભારીએ રે,
સદા વચનો નીતિનાં મને ધારીએ રે.—ભક્તિ૦
ભોગ વૈભવો મિથ્યા કરી માનીએ રે,
લુબ્ધ તેમાં ન થાતાં ઉર વિચારીએ રે.—ભક્તિ૦
કામ, ક્રોધ, મોહ, અહંકાર ટાળીએ રે,
ધીર, સત્યતાથી સદાચાર પાળીએ રે.—ભક્તિ૦
દેહ મનુષ્યનો અમુલ્ય પ્રમાણીએ રે,
સત્ય કર્મ થકી મુક્તિ માર્ગ ભાળીએ રે.—ભક્તિ૦
નિજરૂપને નિત ખોજથી નિહાળીએ રે,
તો આ કાયાને ભવ જલે તારીએ રે.—ભક્તિ૦
વેદ શાસ્ત્ર બોધ હૃદયે સ્વીકારીએ રે,
સત્યાસત્યનો સાર નિરધારીએ રે.—ભક્તિ૦
સંત* સમાગમ દુર્લભ જાણીએ રે,
એથી આનંદ અનુપમ માણીએ રે.—ભક્તિ૦
સચ્ચિત રૂપનાં સદા ગુણ ગાઇએ રે,
હરિરામ પ્રભુપદે શીર નમાવીએ રે.—ભક્તિ૦

*વર્તમાનકાળમાં સદ્ ગ્રંથોરૂપી સંત સમાગમ વિશેષ હિતકર થઇ પડશે સવિસ્તર ઉલ્લેખ માટે જુઓ પુસ્તક કર્તાની પ્રસ્તાવનામાં.—કર્તા.

## ત્રિવિધ તાપો ટાળવા માટે વિષયોમાંથી બચવું.

રાગ રામગ્રી.

(વૈદર્ભિ વનમાં વલવલે—એ તર્જ.)

તાપ ત્રિવિધનાં તો ટળે જો વિષયોને તજાય,
જન્મ મરણનો ફેરો મટે પ્રિતે પ્રભુને ભજાય.—તાપ૦

શબ્દ, સ્પર્શ, રસ, રૂપ ને પાંચમો ગંધ કહેવાય,
પાંચે ચોંટયા એ મનુષ્યને કર બચવાનો ઉપાય.—તાપ૦

હરિણ ફસ્યો પ્રથમ શબ્દથી પારાધીએ કીધો નાશ,
સ્પર્શ કાજે હાથી દોડયો બંધાયો પુરણ પાશ.—તાપ૦

રૂપે પતંગ ગયું દીપકે ગુમાવ્યા નીજ પ્રાણ,
રસના થકી મીન તરફડે કર અંતરમાં પ્રમાણ.—તાપ૦

ખીલ્યું કમળ જળમાં દેખીને ગંધે ધાયો છે ભ્રંગ,
કમળ બીડાયું સાયંકાલમાં ભ્રમરે ખોયું સ્વઅંગ.—તાપ૦

પૃથક પૃથક વિષય ઉપરે કરીલે મનમાંહી ખ્યાલ,
પાંચ વિશે લપટયો જેહ છે તેના શા થાયે હાલ.—તાપ૦

વિષયો થકી દુર રહી સદા ગ્રહજે સત્યનો સાર,
હરિરામ કહે સુખ સમીપમાં વળી મોક્ષનાં દ્વાર.—તાપ૦

## વિનિપાતનું મૂળ શું?

(રાગ ભેરવી કવાલી.)

*આશા તણા પ્રવાહે માનવ રહ્યાં તણાઇ;
માયાની જાળ માંહી પુરો રહ્યાં ફસાઇ.—આશા૦

જુઠાં પ્રપંચ ખેલે સતકર્મ કંઇ ન કરતો;
વિષયોનાં ધ્યાન માંહી નિશદિ નજર કરાઇ.—આશા૦

સંસર્ગ નવીન થાયે વિષયો તણાં સ્મરણથી;
ઇચ્છાઓ અધિક પ્રકટે સંગાતથી જણાઇ.—આશા૦

રાગાનુરાગ થાતો તૃષ્ણાનાં જોરથી એ;
સામ્રાજ્ય ક્રોધનું ત્યાં સંમોહ રહે સમાઇ.—આશા૦

સંમોહથી મતિ ભ્રમ ભ્રમથી વિનાશ બુદ્ધિ;
વિનિપાત એમ સુચવે બુદ્ધિ ગયે હણાઇ.—આશા૦

શાણા સમજ તું માનવ તજ માર્ગ અવનતિનો;
હરિ નામ નિત્ય લેજે કરશે કૃપા સુહાઇ.—આશા૦

---

*નીચેનાં ગીતા વાક્યપરથી સૂચિત:—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

## કૃપા—યાચના.

(રાગ ગઝલ—જો વિચારી જીવ તારી—એ તર્જ.)

કૃપા કરો દયાળુ દેવ મુજ પરે સદા;
શુદ્ધ હૃદય રાખી કરૂં સેવ સર્વદા.—કૃપા૦

ક્ષણિક સુખો જગતનાં સહુ નાશવંત છે;
તુજ નામ માત્ર અજર અમર ને અનંત છે.—કૃપા૦

કામ ક્રોધ લોભ મોહ પાપથી ડરૂં;
સદાચાર સેવવા નિત સન્મતિ વરૂં.—કૃપા૦

દુઃખપાશ છે વિષય વિકાર તેહથી બચું;
જીવન સફળ સદ્ય થાય નામ તુજ રટું.—કૃપા૦

માયા પ્રભાવમાં તણાય જીવ ભ્રાંતિથી;
અજ્ઞાન તિમીર નાશ કરો જ્ઞાન જ્યોતિથી.—કૃપા૦

પુરણ બ્રહ્મ રૂપ છો વિભુ જગત્ પતિ;
નામ માત્ર સ્મરણ થકી મોક્ષની ગતિ.—કૃપા૦

તમ સ્વરૂપ નિરખવા ન પ્હોંચે અમ મતિ;
હરિરામ હસ્ત જોડી વન્દું શ્રી પતિ.—કૃપા૦



## પ્રભુ નામ સ્મરણ કરવા પ્રાણીને બોધ.

(નારાયણનું નામ લેને—એ રાગ.)

પ્રાણી નિત્ય રામ નામ સંભાળો રે,
થાશે સફળ આ જન્મ તમારો—પ્રાણી૦

સંત વાક્ય સદા ઉર ધારો રે,
રાગ દ્વેષને મન થકી ટાળો રે;
જુઠ મૂકી સત્યને પ્રમાણો—પ્રાણી૦

સદાચાર અંતરમાં સ્વીકારો રે,
વેદ શાસ્ત્રનાં વચનો ન વિસારો રે;
થાશે પ્રાપ્ત અવિનાશી પ્યારો—પ્રાણી૦

ભોગ વૈભવ અનિત્ય માનો રે,
સુખ વિષયો તણો બહુ ખારો રે;
માટે તજવા વિષય વિકારો—પ્રાણી૦

ભ્રાંતિ ટાળી શાંતિ દિલ ધારો રે,
શુભ કર્મ કરવાને વિચારો રે;
જેથી આવશે મોક્ષનો વારો—પ્રાણી૦

સચ્ચિદાનંદ રૂપને જાણો રે,
હરિરામ જે છે સૌથી ન્યારો રે;
સ્મરણ કરતાં તે સ્વતઃ નિહાળો—પ્રાણી૦

## પ્રભુપદ પંકજમાં પ્રાર્થના.

(ધન્ય એકાદશી—એ રાગ.)

અવિનાશી પ્રભુ, તવપદપંકજ માંહી શીર નમાવીએ.—ટેક.

તમે ભક્ત વત્સલ છો છોગાળા, નિજ દાસ તણા હિત કરનારા;
દીનજનની અરજ ધરનારા રે.... અવિનાશી૦

પ્રહલાદે પ્રિતે સંભાર્યા રે, તેની મદદે સત્વર ધાયા રે;
હિરણ્યકશ્યપુ મારીને ઓધાર્યા રે.... અવિનાશી૦

બાલપણમાં ધ્રુવજી બન્યા તાપી[1], બાહ્ય દ્રષ્ટિ લીધી ઉઠાપી રે;
દીધા નભે[2] અવિચલ સ્થાપીરે.... અવિનાશી૦

પ્રભુ શલ્યાની અહલ્યા કીધી, તેને શ્રાપ થકી મુક્તિ દીધી;
એવી સાર ઘણાની તમે લીધી.... અવિનાશી૦

તમે અનેક ભક્ત ઉગાર્યા રે, તેનાં પાપો સરવે નિવાર્યા રે;
ભવસાગર માંહેથી તાર્યા રે.... અવિનાશી૦

અવગુણો અમારા અનેક દિસે, નહિ લક્ષ દેજો તેહનાં વિષે;
હરિરામ પરે કૃપા કીધી ઇશે[3].... અવિનાશી૦

---

૧ તપસ્વી. ૨ આકાશમાં. ૩ ઇશ્વર.

## ભક્તિનો મહિમા.

(રાગ લાવણી તાલ કાફી-વાતડી સુણ સજની-એ તર્જ.)

ભક્તિ કર ભાવથી ભાઇ (૨)
આ સંસાર અસાર સમજી લે જુઠી સર્વ સગાઇ—ભક્તિ૦

ખીલ્યું પુષ્પ જાય કરમાઇ (૨)
આયુ ત્યમ તુજ ક્ષણભંગુર જે જશે પલકમાં વિખરાઇ—ભક્તિ૦

શ્રેષ્ટ આ માનુષ તન ધારી (૨)
વીસરી નીજ કર્તવ્ય અને કાં ભટકે ભવ ભારી—ભક્તિ૦

જુઠો સ્નેહ સમ્બંધનો જાણી (૨)
નામ રૂપ તે નાશ થશે અહીં ચાલે જોર ન કાંઇ—ભક્તિ૦

સત્ય વસ્તુને લે વિચારી (૨)
છુટે ભવનાં બંધન, બનશે જીવન સુખદાઇ—ભક્તિ૦

સાચી શ્રદ્ધા અવિચલ ધારી (૨)
નામ સ્મરણ કર રાધાવરનું કાયા જાય તરી—ભક્તિ૦

મહિમા ભક્તિ તણો ભારી (૨)
હરિરામ શુભ નિશ્ચે લેજે ભક્તિ સ્વાંગ ધારી—ભક્તિ૦



## અવિનાશીને અરજ.

(રાગ કવાલી.)

અરજ દીન દાસની ધરજો, કૃપા અમપર સદા કરજો.—ટેક.

પ્રભુજી આપ છો ન્યારા સકલ જગ હિત કરનારા;
અનુપમ શાંતિ દેનારા અમારા કષ્ટ સૌ હરજો.—અરજ૦

ક્ષણિક સુખ જગતનાં દેખી રહ્યો તેમાં હું લોભાઇ;
તમારાં ગુણ ના ગાયાં દયાળુ દરગુજર કરજો.—અરજ૦

માયાનાં જોરમાં ફસીને ભુલે નિજરૂપ સૌ પ્રાણી;
વિકટ પથથી બચાવીને સદા સન્માર્ગે દોરવજો.—અરજ૦

જમાવી રાજ પોતાનું સતાવે ષડ્રિપુ ભારી;
નસાડું જ્ઞાન ખડગ ધરી કૃપાળુ બુદ્ધિબળ દેજો.—અરજ૦

અવિદ્યા અમ સકલ ટાળી સુવિદ્યા અર્પજો પ્યારા;
અજબ જ્યોતિ જગાવાને અમારા હૃદયમાં રહેજો.—અરજ૦

ન બુદ્ધિ પ્હોંચતી મારી સ્વરૂપ તમ જાણવા કાજે;
અનુપમ જ્ઞાન મેળવવા ખરી શક્તિ તમે દેજો.—અરજ૦

ગણી જંજાળ જુઠી સૌ તમારૂં નામ જે રટતું;
અભયપદ આપવા તેને હરિ કરૂણા નજર કરજો.—અરજ૦

## શાસ્ત્રોક્ત ચાર આશ્રમનાં કર્મો.

રાગ બનજારા.

(જુઠી જાળ જગતની—એ તર્જ.)

નિજ કર્તવ્ય કર્મ પિછાણી, લ્યો આશ્રમ ચારે જાણી.—ટેક.

પ્રથમ બ્રહ્મચર્યવ્રત પાળો, બ્રહ્મ વિદ્યાને હૃદયે ધારો;
દો ખોટા ખેલ વિસારી.... લ્યો૦

પછી ગૃહસ્થાશ્રમને સંભાળો, સદા નીતિ વહેવારે ચાલો;
રહો એક પત્નિવ્રત ધારી.... લ્યો૦

વાનપ્રસ્થે કરો પરકાર્ય, જેથી કીર્તિ અવિચલ ધાર્ય;
જપો નામ સદા ગીરધારી.... લ્યો૦

સંન્યાસે જગ લાગે ખારો, માટે તિર્થ સ્થળોને સ્વીકારો;
કાયા પ્રભુપદમાં અરપાણી.... લ્યો૦

વેદ શાસ્ત્ર તણા આધારે, કહ્યા આશ્રમ મતિ અનુસારે;
હરિરામે સંક્ષિપ આણી.... લ્યો૦



## રામ સ્મરણ ચિત્ત રાખ.

(રાગ ધનાશ્રી.)

રામ સ્મરણ ચિત્ત રાખ, હાંરે પ્રાણી રામ સ્મરણ ચિત્ત રાખ.–ટેક
ગંગા જલ સમ નિર્મળ એતો, ભક્તિ સુધારસ ચાખ.–હાંરે૦
કાયા આ તારી ક્ષણીક ભાશે, પલમાં થવાની રાખ.–હાંરે૦
ધામ ધરા ધન નારીના નેહે, લપટ્યો દિનને રાત.–હાંરે૦
ઐહિક સુખમાં રાચી રહ્યો શું, અંતે થશે સહુ પાત.–હાંરે૦
અવિનાશી હરિ અજર અમર જે, રટવું રહી નિત શાંત.–હાંરે૦



## અભિમાન કરવું નહિ.

(કવિત.)

અભિમાન નહિ કર જગદિશથીજ ડર;
હૃદયમાં ધ્યાન ધર ઇશ્વરને ભજીલે.
નિંદ્રામાંથી હવે જાગ છલ કામ ક્રોધ ત્યાગ;
મિથ્યા કપટથી ભાગ ભવ સિંધુ તરી લે.
અંતક અધિરા થાય રહે નહિ રંક રાય;
મનુષ્ય દેહ એળે જાય માટે કંઇ કરી લે.
હરિરામ નિશ્ચય કરી મિથ્યા અભિમાન તજ;
સદાચાર માંહી રહી કરણી સારી કરી લે.

## આશ્વાસન.

( દોહા. )

*હરનિશ ભક્તિ ભાવથી સેવે જો ધરી પ્રિત,
રીઝવતાં ભગવંતને ટળશે પાપ ખચિત.

રામ નામ હૃદયે કરી ધરો નીતિનો પંથ,
મળે અનુપમ સુખ સદા વાંચી જો સદ્ગ્રંથ.

ભાવિક ભક્તો સ્નેહથી ભજતા શ્રી ભગવાન,
ગણે ક્ષણિક સુખ જગતનાં તજી મોહ અભિમાન.

ચંચળ ચિત્ત છે ચમકતું તેને સ્થિર કરાય,
દરિદ્ર મટે નિજ દેહનું ભવનીધિ સેજ તરાય.

પવિત્ર આચારો વડે સદ્વર્તનથી ચાલ,
લહેજે સ્વ અંતર મહીં સંત સમાગમ ખ્યાલ.

નહિ ત્યાગવું સત્યને વળી ધારજે ધીર,
કર કાર્યો શુભ સર્વદા રહે સુકીર્તિ વીર.

રાખે લાજ સ્વયં પ્રભુ આત્માનો અભિરામ,
લીના જેને સર્વની ભજ તેને હરિરામ.

---

*'અહર્નિશ'. અંતરલાપિકામાં કર્તાનું નામ આવતું હોવાથી પ્રથમ અક્ષર 'અ' ને બદલે 'હ' રાખેલ છે.

## સંસારના ક્ષણિક સુખો નાશવંત ગણી પ્રભુ સ્મરણ કરવું.

રાગ બિહાગ ત્રિતાલ.

(ભોજા ભગતના ચાબખાની તર્જ.)

મન તું ભજી લેને ભગવાન, જુઠાં સુખો જગતનાં માન.-ટેક.

સારાસારનો વિવેક ન જાણે વૃથા કરે કાં ગુમાન;
મમતા મહીં રાચી રહેતાં શીદ ગુમાવે સાન—મન૦

અપ્તરંગી[1] એ ગ્રાહ્ય દ્રશ્યો સૌદામિનીનાં[2] સમાન;
ચમકીને સહુ નષ્ટ થવાનાં અનૃત[3] એમ પ્રમાણ—મન૦

કમળ પુષ્પે ભ્રમર બેઠો ઉડવાનું નહિ ભાન;
તેમ લપટાયો લાલચ માંહી શોધી લે એનું ધ્યાન—મન૦

સત્સંગ સદા નીતિનો કરજે સ્વધર્મ માંહી ધ્યાન;
વૃથા સમય શીદ જવાને દે છે ૐમાં થા ગુલતાન—મન૦

ભ્રાંતિ હૃદયની તોડી કરીને સહાયક સત્ય પિછાન;
હરિરામ તો નિકટ દિસે મોક્ષ તણાં સોપાન[4]—મન૦

---

૧ જળતરંગ જેવાં. ૨ વિજળી. ૩ અસત્ય. ૪ પગથીયાં.

## આત્મતત્વ જાણવા પ્રયત્નશીલ થવું.

રાગ બનજારા.

(જુઠી જાગ જગતની—એ તર્જ.)

મન આતમ તત્વ વિચારી, નિત્ય ભજજે સારંગપાણી.–ટેક.

જુઠી માયામાં તું ભરમાયો, વૃથા સમય એમ ગુમાવ્યો;
લે આતમરામ સંભારી.... નિત્ય૦

સાચી ભક્તિ પ્રહલાદે લીધી, સાર સત્વર તેની લીધી;
સ્થંભે પ્રકટ્યા દેવ મોરારી.... નિત્ય૦

બાલપણમાં ધ્રુવજી ચાલ્યા, નિજ રાજપાટને વિસાર્યા;
થયા અવિચલ એ તપધારી.... નિત્ય૦

સ્વતઃ જીવ તે શીવમય ભાસે, બ્રહ્માનંદ રૂપે જો પ્રકાશે;
શાસ્ત્ર વચને। એ સ્વીકારી.... નિત્ય૦

સ્થિતિ પ્રાપ્ત જો એવી થાય, જન્મ મરણનું દુઃખ જાય;
હરિરામ સ્વયં ગુણ ધારી.... નિત્ય૦



## ભવનિધિ તરવા પરમાત્મ સ્વરૂપને પૂર્ણ પિછાનવું.

રાગ બિહાગ ત્રિતાલ.

(ભોજા ભગતના ચાબખાની તર્જ.)

જીવ તું ત્રિકમરાય પિછાણ, જેથી પ્હોંચાયે ભવપાર.-ટેક.

ગર્ભવાસમાં હતો તું જ્યારે સ્તુતિ કીધી તેં અપાર;
સ્મરણ કાજે વચન દીધાં બાર ધર્યો અવતાર.—જીવ૦

રાગરંગમાં રાચી રહેતાં ભુલી ગયો ઉપકાર;
કોલ દીધેલા કુડા કરીને ભટકયો ભવ મોજાર.—જીવ૦

ચલિત માયામાં તું ભરમાયો ફોકટ વહ્યો ભાર;
સફળ કાયા થાય તે માટે શીદ કરે ના વિચાર.—જીવ૦

કામ ક્રોધ મોહ વશ થતાં તું વિસર્યો દેવ મોરાર;
વિષય વિકારો દુર કરીને સ્મરી લે વારમ્વાર.—જીવ૦

મુક્તિમાર્ગને મેળવવા કાજે શાસ્ત્રનો સાર સ્વીકાર;
હરિરામના સ્વામી પ્રભુજી ખોલશે મોક્ષનાં દ્વાર.—જીવ૦



## ભાવિક મનની ભદ્ર ભાવના.

રાગ કલ્યાણ.

(શ્રી દ્વારકાં પતિ—એ તર્જ.)

વિભુ જગત્પતિ સદા આપો સન્મતિ;
તમ ગુણાનુવાદ કરે હર્ષ મન અતિ.—ટેક.

તાપ ત્રિવિધે તપી રહ્યાં જે પ્રાણીજન જગ માંય;
કૃપા રૂપ વારિ સીંચનથી શાશ્વત શાંતિ થાય.—વિભુ૦

તુજ ગુણ ગાતાં પાર ન પામે માનવ દેવ મહંત;
અલ્પમતિ અમ અવગુણ ભારી ક્ષમા કરો ભગવંત.—વિભુ૦

દુ:ખ દારિદ્રય દુર કરીને સુખ સંપત વિસ્તાર;
સદ્‌બુદ્ધિ સદ્‌જ્ઞાન સમર્પી કર કરૂણા કિરતાર.—વિભુ૦

પ્રાણી માત્ર તુજ નામ જપે નિત ધરી ભક્તિ શુદ્ધ ભાવ;
દયા તણા સાગર દીનબંધુ સંકટ સર્વ મિટાવ.—વિભુ૦

પ્રેરક બુદ્ધિ નિશદિ અર્પો ગાઉં વિમલ યશ ગાન;
ભવજલ તારક સત્ય માર્ગ એ હરિ રામનું નામ.—વિભુ૦



## કક્કાવાર આત્મબોધ.

(રાગ કક્કાનો ઢાળ.)

કક્કા કરીલે આત્મ વિચાર, જેથી પ્હોંચાયે ભવ પાર;
મનની મિથ્યા ભ્રાંતિ ટળે, સન્માર્ગે સત્વર જઇ ચડે;
વેદ શાસ્ત્રનો લેજે સાર, કક્કા કરીલે આત્મ વિચાર.

ખખ્ખા ખોટું મૂકી દે, સત્ય તણું શરણે જઇ રહે;
સદા ગ્રહી લે સત્યનો પંથ, જો નિત વાંચીને સદ્‌ગ્રંથ;
માટે ખરેખરૂં કહી દે, ખખ્ખા ખોટું મૂકી દે.

ગગ્ગા ગીતા વાંચી જો, વેદશાસ્ત્રનો સારજ દયો;
પડે આત્મમાં નવો પ્રકાશ, જણાય જેથી ચિદ્દાભાસ;
કાયા માનીશ કાચી તો, ગગ્ગા ગીતા વાંચી જો.

ઘઘ્ઘા ઘટમાં વ્યાપક દિસે, જળ સ્થળ કે પ્રાણી જન વિશે;
કલ્પના ખોટી કાપી નાખ, મળશે સ્વતઃ આપોઆપ;
જો સદ્‌વિચાર પ્રત્યે ધસે, ઘઘ્ઘા ઘટમાં વ્યાપક દિસે.

ચચ્ચા ચિત્તમાં ચેતી ચાલ, જુઠ સાચનો પામે ખ્યાલ;
સદ્‌વર્તન અંતરમાં ધરો, મિથ્યા ચકડોળે નવ ચડો;
લાગે આનંદ કેરો તાલ, ચચ્ચા ચિત્તમાં ચેતી ચાલ.

છછ્છા છયે દર્શન જાણ, વળી પુરાણો અઢારે પ્રમાણ;
અંતે સાર જણાયે એક, મત કલ્પાયે ભલે અનેક;
સચ્ચિતરૂપ નિહાળે પ્રાણ, છછ્છા છયે દર્શન જાણ.

જજ્જા જીવનું કલ્યાણ થાય, નિશ્ચય કર એનો ઉપાય;
જુઠી જંજાળો તજી દે, મનથી પ્રભુ સદા ભજીલે;
હેતે ઓળખ આતમરાય, જજ્જા જીવનું કલ્યાણ થાય.
ઝઝ્ઝા ઝટપટ મુકી કામ, શોધી લે દિલનો આરામ;
શોધન માટે રાખે ખંત, અગમ નિગમનો લાવે અંત;
રટ નિરંજન કેરૂં નામ, ઝઝ્ઝા ઝટપટ મુકી કામ.
ટટ્ટા ટળશે ભવનો પાશ, બ્રહ્મ વિદ્યા અંતરમાં રાખ;
ટાયલું ખોટું મુકી દે, સદ્વિદ્યાનો આશ્રય લે;
સ્વાદ સંત વાક્યોનો ચાખ, ટટ્ટા ટળશે ભવનો પાશ.
ઠઠ્ઠા ઠરવાનું એ ઠામ, જે કહેવાયે અક્ષય ધામ;
શાશ્વત શાંતિ ત્યાં જીવ પામે, દુઃખ ક્લેશ સહુ મનના વામે;
મનાય છે અખંડ આરામ, ઠઠ્ઠા ઠરવાનું એ ઠામ.
ડડ્ડા ડહાપણ દિલમાં લાવ, મળે જેથી ભક્તિની નાવ;
પ્રયત્ન નિશદિ સત્યનો થાય, તો ભવનિધિ સહેજ તરાય;
અંતર રાખી પવિત્ર ભાવ, ડડ્ડા ડહાપણ દિલમાં લાવ.
ઢઢ્ઢા ઢાંકણ ખોલી નાખ, તિમિર મટીને પડે પ્રકાશ;
સાચો મર્મ તો સમજાય, જેથી જગતપતિ રીઝાય;
સંત પુરૂષો આપે સાખ, ઢઢ્ઢા ઢાંકણ ખોલી નાખ.
તત્તા તાપ ત્રિવિધનાં ટળે, જો સદ્ગુરૂનાં શરણે પડે;
વિષય વિકારો દુઃખના પાશ, માટે કરજે તેનો નાશ;
જીવને અલૌકિક આનંદ મળે, તત્તા તાપ ત્રિવિધનાં ટળે.

થથ્થા થડને વળગી રહ્યો, મૂળ વિના ઉભો ક્યમ થયો;
ખોજ કરીલે અંતર માંય, તેથી મિથ્યા ભ્રમ તજાય;
મૂળ શોધતાં સંશય ગયો, થથ્થા થડને વળગી રહ્યો.
દદ્દા દિલમાં દાખવ પ્રેમ, પ્રભુ ભજેઆનો રાખી નેમ;
ભવનાં સરવે પાપો ટળે, અક્ષય સુખ નિરંતર મળે;
જેથી કાયા તારી ક્ષેમ, દદ્દા દિલમાં દાખવ પ્રેમ.

ધધ્ધા ધર્મ સ્વયં સંભાળ, દશે લક્ષણો તેનાં પાળ;
દયા, ક્ષમા, અચોર્ય, અક્રોધ, શૌચ તથા દમ, સત્યને શોધ;
સંયમ, વિદ્યા, ધીરજ ધાર, ધધ્ધા ધર્મ સ્વયં સંભાળ.
નન્ના નારાયણનું નામ, સરશે જેથી સઘળાં કામ;
વૈભવમાં ઇચ્છા નવ થાય, ગુણાતીતપણું પ્રાપ્ત કરાય;
શાશ્વત શાંતિ કેરૂં ધામ, નન્ના નારાયણનું નામ.

પપ્પા પરોપકારી કાજ, નિશદિ કરવા ખંતજ રાખ;
કાયા પર કાજે અર્પાય, જગમાં કીર્તિ અનુપમ થાય;
રાખણહારો રાખે લાજ, પપ્પા પરોપકારી કાજ.
ફફ્ફા ફેરો ફરી ન થાય, જો મુક્તિનો યત્ન કરાય;
કૈવલ્ય પદ પામે જીવ, જેથી સ્વતઃ મનાયે શીવ;
પવિત્ર ભાવે પ્રભુ ભજાય, ફફ્ફા ફેરો ફરી ન થાય.

બબ્બા બોલ વિચારી કરી, કાંતો રહેજે મૌનજ ધરી;
બોલ થકી જો તું બંધાય, તો તો બોલવું ફોકટ જાય;
સત્યમિશ્ર મૃદુ લે ઓચરી, બબ્બા બોલ વિચારી કરી.

ભભ્ભા ભક્તિ હૃદયે ધરો, પરધન, પરનારી પરહરો;
સાત્વિક વૃતિથી પરખાય, ગતિ જીવની સત્વર થાય;
લક્ષ્મિકાન્તનું સ્મરણ કરો, ભભ્ભા ભક્તિ હૃદયે ધરો.

મમ્મા માયા મિથ્યા માન, મમતા ને અહંકાર પ્રમાણ;
એથી જીવને બંધન થાય, મુક્તિ માર્ગે નવ ચડાય;
માટે તજ એ સર્વ વિધાન, મમ્મા માયા મિથ્યા માન.

યય્યા યત્ન કરી અહર્નિશ, પામીશ અંતરમાં જગદીશ;
દેવ દિસે નિજ અંતર માંય, બહાર શોધવા શીદને જાય;
પવિત્ર હૃદયે રટજે ઇશ, યય્યા યત્ન કરી અહર્નિશ.

રર્રા રામ નામ સંભાળ, નૌકા પ્હોંચે પે'લી પાર;
રક્ષણ કર્તા ત્હારો તે, જળ સ્થળમાં વ્યાપક છે જે;
રઘુવીરને અંતર ધાર, રર્રા રામ નામ સંભાળ.

લલ્લા લાભ અનેરો થાય, મનુષ્ય દેહ ફરી ન પમાય;
માટે સંત સમાગમ રાખ, એથી થાયે પ્રભુની ઝાંખ;
વળી લોભ ને મોહ જીતાય, લલ્લા લાભ અનેરો થાય.

વવ્વા વહેવારે શુભ નેક, પ્રભુ ભજે પણ રાખી ટેક;
વખત ફરી ફરી આવે નહિ, માટે કર સત્ કર્મ કંઇ;
સંતોષ પામે જીવ અનેક, વવ્વા વહેવારે શુભ નેક.

સસ્સા સદ્વર્તનથી ચાલ, વળી સદાચારોમાં ખ્યાલ;
સંતોષી જન સુખી મનાય, જેથી તૃષ્ણા સર્વ જીતાય;
અક્ષય કંકુ ચોંટે ભાલ, સસ્સા સદ્વર્તનથી ચાલ.

હહહા હેતે હરિને ભજો, કામ ક્રોધ મદ મોહને તજો;
પાતક ભવનાં સઘળાં ટળે, સત્ ચિત્ આનંદરૂપ મળે;
શ્રૃંગાર કર્મ ભક્તિનાં સજો, હહહા હેતે હરિને ભજો.

ક્ષક્ષક્ષા ક્ષમા તણો ગુણ ધાર, વળી આર્જવતા પૂર્ણ પ્રમાણ;
અન્તરંગી મન કદિ ન થાય, સદા સર્વદા હર્ષ જણાય;
જેથી તારા દેહને તાર, ક્ષક્ષક્ષા ક્ષમા તણો ગુણ ધાર.

જ્ઞજ્ઞજ્ઞા જ્ઞાન અનુપમ ધરી, બ્રહ્મ વિદ્યા લે અંતર કરી;
જ્ઞાન તણો ઉત્તમ મહિમાય, મોક્ષે જ્ઞાન થકી પ્હોંચાય;
સદ્ગુરૂનો લે આશ્રય કરી, જ્ઞજ્ઞજ્ઞા જ્ઞાન અનુપમ ધરી.

(સોરઠો.)

યથા મતિ શુભ જ્ઞાન, અક્ષર વાર કરી કહ્યું;
અપાર પ્રભુ ગુણ ગાન, અલ્પમતિ હું શું કહું.

(દોહા.)

મહિમા મેરામણ સમો, વર્ણન બિન્દુ સમ થાય;
દરગુજર કરજો સદા, જો કયાં દોષ જણાય.

જેની પૂર્ણ કૃપા થકી, ઉપજ્યો અલ્પ વિચાર;
હરિ રામ ચરણે ધરી, વન્દું વારમ્ વાર.



## શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત

# —: મોહ મુદ્દગર સ્તોત્ર. :—



મોહ એટલે આસક્તિ—મુદ્દગર એટલે હથોડો અગર મોઘરી. એઉનો અર્થ આસક્તિને તોડવા માટે હથોડા જેવો ઉપદેશ.



(મૂળ સંસ્કૃત શ્લોક સાથે હરિગીત છંદમાં ગુજરાતી અનુવાદ.)

**मूढ जहीहि धनागमतृष्णां, कुरु सद्बुद्धि मनसि वितृष्णाम्।**
**यल्लभसे निजकर्मोपात्तं, वित्तं तेन विनोदय चित्तम्॥**

રે મૂઢજન ! ધન પ્રાપ્તિ કાજે તૃષ્ણા ત્હારી ટાળજે,
શુદ્ધ બુદ્ધિયુક્ત બની સદા મન તૃષ્ણામાંથી વારજે;
મહેનત કરી નીજ યત્નથી તુજને મળે ધન જે કંઇ,
સંતોષ તેથી પામીને આનંદમાં રહેવું સહી.

**अर्थमनर्थंभावय नित्यं, नास्ति ततः सुखलेशः सत्यम्।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषां विहिता नीतिः॥**

નુકશાન કર્ત્તા દ્રવ્ય છે એવું અહર્નિશ ધારવું,
ના સત્ય સુખ છે તેહથી અંતરમાં એમ વિચારવું;
ધનવાનો નિજ પુત્રો થકી ભયભીત થાતા મન વિષે,
વહેવાર કે સંસારમાં દ્રષ્ટાંત એવાં બહુ દિસે.

**का ते कांता कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः।**
**कस्य त्वं कः कुत आयात, स्तत्त्वं चिंतय यदिदं भ्रातः॥**

ક્યાં કોણ તારી કામિની ને કોણ તારા પુત્ર છે,
સંસારની ગુંચવણ ભરેલી વાતો ભાઇ વિચિત્ર છે;
તું કોણ? કોનો? ઉત્પત્તિ ક્યાં? અંતરે વિચારજે,
જે સત્ય સાર જણાય તેવાં તત્ત્વને ઉર ધારજે.

**मा कुरु जनधनयौवनगर्वं, हरति निमेषात् कालः सर्वम्।**
**मायामय-मिद-मखिलं-हित्वा, ब्रह्मपदं त्वं प्रविश विदित्वा॥**

ધન યુવા કે ચાકરોનો ગર્વ કદિ ના આણવો,
પલવારમાં કરે નષ્ટ એવો ક્રુર કાળ પ્રમાણવો;
માટે તજી માયામયી એ બ્રહ્મપદ પિછાણવો,
કરી સર્વદા શુભ યત્ન તેને સત્ય માર્ગ સ્વીકારવો.

**कामं क्रोधं लोभं मोहं, त्यक्त्वाऽऽत्मानंभावय कोऽहम्।**
**आत्मज्ञान-विहिना मूढाः, पच्यंते ते नरक निगूढाः॥**

કન્દર્પ, ક્રોધ કે મોહ, લોભ એ સર્વ મનથી ટાળીએ,
છું કોણ હું? એ આત્મનો વિચાર નિશદિ આણીએ;
જે આત્મજ્ઞાન રહિત જન છે નર્કમાં સપડાય તે,
ના પાર તેનાં દુઃખનો તિમિરમાં અથડાય તે.

सुरमंदिर-तरुमूलनिवासः, शय्या भूतलमजिनं वासः।
सर्व परिग्रह भोगत्यागः, कस्य सुखं न करोति विरागः॥

દેવાલયે યા વૃક્ષ પાસે મૂળમાં વસવું સદા,
મૃગચર્મ કેરાં વસ્ત્ર ને વળી શયન ભૂમિ સર્વદા;
આસક્તિ કેરાં મૂળ જે છે વૈભવો તે ત્યાગતાં,
એવો પવિત્ર વૈરાગ્ય જેથી કોણને સુખ ના થતાં.

शत्रौ मित्रे पुत्रे बंधौ, मा कुरु यत्न विग्रहसंधौ।
भव समचितः सर्वत्र त्वं, वांछस्यचिराद्यदि विष्णुत्वम्॥

દુશ્મન અને મિત્રોમહીં કે પુત્ર, બંધુ સમીપમાં,
વિગ્રહ અગર સંધીનાં કાજે વૃથા યત્ન કરીશ માં;
જો થાય ઇચ્છા અલ્પકાળે આત્મ સુખ પીછાનવા,
તો સર્વ પ્રત્યે એક દ્રષ્ટિ-સમાન ચિત્તે માનવા.

त्वयि मयि चान्यत्रैको विष्णु, र्व्यर्थं कुप्यसिसर्वसहिष्णुः।
सर्वस्मिन्नपि पश्यात्मानं, सर्वत्रोत्सृज भेदाज्ञानम्॥

તુજમાં અને વળી મુજમાં ત્યમ સર્વ જગ સ્થળનાં વિશે,
છે એક તે અખંડ બ્રહ્મ જે સર્વમાં વ્યાપક દિસે;
તું સ્વતઃ સહિષ્ણું દુઃખનો પછી શીદને ખીજાયછે,
જો ભેદરૂપ અજ્ઞાન ત્યાગે સત્ય ઝટ સમજાય છે.

प्राणायामं प्रत्याहारं, नित्यानित्य-विवेक-विचारम् ।
जाप्यसमेत-समाधिविधानं, कुर्ववधानं महदवधानम् ॥

વિવેક સત્યાસત્યનો ને પ્રાણ-આયામ જો કરે,
પ્રત્યાહાર સાથે નામ પ્રભુનું નિત્ય અંતરમાં ધરે;
કર ક્રિયા શુભ સર્વદા પણ બ્રહ્મને ભૂલીશ ના,
ખાતાં, પીતાં કે હાલતાં નીજનાથને વિસરીશ માં.

नलिनीदलगतसलिलंतरलं, तद्वज्जीवितमतिशयचपलम् ।
विद्धि व्याध्यभिमानग्रस्तं, लोकं शोकहतं च समस्तम् ॥

આયુષ્ય તારૂં ચપળ છે જ્યમ પંકજે જળ બિન્દુ છે,
પડતાં ન લાગે વાર તેવું જીવવું તુજ અલ્પ છે;
વ્યાધિ અને અભિમાનથી સપડાયેલાં જીવો દિસે,
વળી શોક માંહી ડુબતાં અથડાય છે દુનિયા વિશે.

गुरुचरणाम्बुजनिर्भरभक्तः, संसारादचिराद्भव मुक्तः ।
सेंद्रियमानस नियमादेवं, द्रक्ष्यासि निजहृदयस्थंदेवम् ॥

તુજ પ્રેમ અતિ ગુરૂચર્ણ કમળે દ્રઢ મને દેખી કરી,
વળી ભક્ત લક્ષણ તુજમાં મન, ઈંદ્રિયો નિયમે ધરી;
એ રીત વર્તન રાખતાં સ્વરૂપ દેવિ નિરખશે,
નિજ હૃદયમાં જે દેવ છે તેને સ્વયં તું દેખશે.

का तेऽष्टादशदेशे-चिंता, वातुल तव किं नास्तिनियंता?।
यस्त्वां हस्ते सुदृढ निबद्धं, बोधयति प्रभवादिविरुद्धम् ॥

ગુજરાનની ચિંતા કરે શીદ દેશ અષ્ટાદશ વિશે,
મિથ્યા કરે બકવાદ કાં પાલક શું તારો ના હશે?
ગર્ભમાં રક્ષા કરી તૈયાર તે સહુ પાળવા,
આશ દોરે બદ્ધ તું છે બોધ જન્માદિ ટાળવા.

द्वादशपंजरिकामय एष, शिष्याणां कथितो ह्युपदेशः ।
येषां चित्ते नैवविवेकस्ते पच्यंते नरकमनेकम् ॥

ચુર્ણમય આ બાર શિક્ષા શિષ્ય પાસ ભણેલ છે,
જન્મ મરણનો રોગ નાશે સત્ય એમ કહેલ છે;
વિવેક શક્તિ જેહમાં લવલેશ પણ દેખાય ના,
દુઃખરૂપ નર્કે તે ભમે વળી તાપ બહુ સંસારમાં.*

—: વધારો :—

यावज्जननं तावन्मरणं, तावज्जननी-जठरे शयनम् ।
इतिसंसारे स्फुटतरदोषः कथमिह मानव तव संतोषः ॥

---

*કેટલાંક પુસ્તકોમાં આ સિવાય વધારાના શ્લોકો જોવામાં આવતાં તેમાંના બે શ્લોક ખાસ જાણવા લાયક હોવાથી તેને વધારા તરીકે નીચે અનુવાદ સાથે આપેલા છે.—અનુવાદક.

(દોહા.)

જન્મ મરણુ છે જ્યાં લગી ત્યાં લગી ગર્ભે વાસ,
દુઃખ અતિ સંસારમાં નગ્ન દોષ એ ખાસ.
વિચારી જો હૃદયમાં શું અહિં સુખ છે કયાંય?
સુખ જેને તું કહી રહ્યો તે વિષતુલ્ય જણાય.

**सप्तकुलाचलसप्तसमुद्राः ब्रह्मपुरंदर-दिनकररुद्राः ।**
**न त्वं नाहं नायं लोकः तदपि किमर्थं क्रियते शोकः॥**

સપ્ત દુર્ગ કે સપ્ત નિધિ વિરંચી ઇંદ્ર મહેશ,
પ્રભાકર, તું, હું ને જગત સત્ય નહિ લવલેશ.
નાશવંત જે સર્વ છે તેનો શો અપશોષ,
સત્ય તત્વ જાણી હરિ તજો વૃથા એ શોક.

* * (સોરઠા.) * *

અમુલ્ય છે ઉપદેશ જગત ગુરૂનો બોધ આ,
દુઃખ ન થાયે લેશ જન્મ મરણુ ફેરો ટળે.
દોષ હોય કંઇ ખાસ અનુવાદ આ છે શ્લોકનો,
સેવકને કરો માફ દિર્ઘ દ્રષ્ટિથી નિરખતાં.
ધરો અનુપમ જ્ઞાન સત્ય સારને તારવી,
કથે સત્ય હરિરામ મુક્તિ કેરો માર્ગ એ.

શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિતં મોહ મુદ્ગર સ્તોત્રં

— સંપૂર્ણમ્. —

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

'પ્રાતઃ સંધ્યા પ્રયોગ' નામનું સહેલાઇથી શીખી શકાય તેવું લઘુ પુસ્તક અધીકારી દ્વિજોને વિના મૂલ્યે મળશે. બહાર ગામના મંગાવનારે એક આનાની ટીકીટ બીડવી.

લખો:—આ પુસ્તક કર્ત્તાને.